( બ્રિટિશ શાળાઓ માટે )

# ત્રિવેદિવાચનમાળા—

## પુસ્તક પહેલું



લેખકો:—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,
પ્રોફેસર અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,

પ્રકાશક—એમ. સી. કોઠારી, રાવપુરા-કાપડી પોળ,
વડોદરા

( બ્રિટિશ શાળાઓ માટે )

# ત્રિવેદિવાચનમાળા–

## પુસ્તક પહેલું

લેખકો

રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,

બી. એ.,

વાનપ્રસ્થ પ્રિન્સિપલ, ટ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ–અમદાવાદ

અને

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,

એમ. એ., એલ એલ. બી,

નૈતિક ને માનસિક તત્ત્વજ્ઞાનના અને ગુજરાતીના પ્રોફેસર,

વડોદરા કૉલેજ–વડોદરા

પ્રકાશક

એમ. સી. કોઠારી,

કાપડી પોળ, રાવપુરા–વડોદરા

પહેલી આવૃત્તિ: ૧૯૨૩



મૂલ્ય ૦–૩–૬

# પ્રસ્તાવના

વાચનમાળાનું આ પ્રથમ પુસ્તક છે. એમાં લગભગ બધા જોડા-ક્ષરોનું જ્ઞાન આપ્યું છે. પાઠમાં આવતા જોડાક્ષરો કયા મૂળાક્ષરોના બનેલા છે તે પાઠને મથાળે દર્શાવ્યું છે. નવા નવા જોડાક્ષરો લખતાં ને વાંચતાં આવડે, તેની શિક્ષકે કાળજી રાખવી. માત્ર વાંચતાં આવડે એટલુંજ બસ નથી; લખતાં પણ સાથે સાથેજ શિખવવું. તે માટે દરેક પાઠને અન્તે **લખો**—એમ આપી કેટલાક શબ્દો ને એકાદ વાક્ય આપ્યાં છે, તે માર્ગસૂચક સમજવું. શિક્ષકે જોડાક્ષરવાળા શબ્દો લખાવવા ને શિષ્યો જોડાક્ષરો બરાબર લખે એમ કરવું. કેટલાક જોડાક્ષર લખવા અઘરા છે, તે પર ખાસ લક્ષ ખેંચવું; જેમકે દ્ધ, હ્મ, હ્ય, ઘ, ઠ્ઠ. મોટી ઉમરના પણ કેટલાક વિદ્યાર્થીઓ 'દ્ધ' બરાબર લખી શકતા નથી; 'દ્ધ' ને બદલે 'ધ્ધ' લખે છે. આ યોગ્ય શિક્ષણના અભાવનું પરિણામ છે. 'ક્ષ' ને 'જ્ઞ' એમાં કયા મૂળાક્ષરો છે તે લખાણ પરથી સમજાતું નથી, માટે એના ઉચ્ચાર પર લક્ષ ખેંચવું. ક્+ષ એમ બોલાવવાથી 'ક્ષ' જેવો ઉચ્ચાર થશેજ; પરંતુ 'જ્ઞ'નો હાલ ઉચ્ચાર બગડી જવાથી જ્+ઞ એમ બોલાવવાથી જ્ઞ જેવો ઉચ્ચાર થશે નહિ. શિક્ષકે એ સમજવું ને અધિકારને અનુસરતું બાળકનું લક્ષ ખેંચવું.

ગદ્ય પાઠનો ને કવિતાનો અર્થ શિખવવામાં ઘણા શિક્ષકો ભૂલ કરે છે. શબ્દોના પર્યાય શબ્દો આપી ને કવિતાની સમજુતી પોતાની શક્તિ પ્રમાણે શિખવી તે મોંએ કરાવે છે. એ પદ્ધતિ અશાસ્ત્રીય છે. બાળક જેમ સમજાવે તેમ તેને સમજાવવા દેવું. તે પોતાના શબ્દોમાં બહુ સારી રીતે સમજાવી શકે છે. પર્યાય શબ્દોજ અપાવવા એવી શિક્ષકોની સમજ ભૂલભરેલી છે. બાળક વાક્ય સમજતાં હોય એમ જણાય એટલે બસ છે. તે ક્રમે ક્રમે પર્યાય શબ્દો શીખશે.

આ આવૃત્તિમાં અમે ભાષામાં બને તેટલી સરળતા કરી છે.

જુલાઈ } કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,
૧૯૨૭ } અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

# અનુક્રમણિકા

## પાઠ ૧લો

### ગાય



ત્ + ર = ત્ર–ચિત્ર, ત્ + ય = ત્ય – ત્યારે

મારાં વહાલાં બાળકો ! ઉપલું ચિત્ર તપાસો. એ શેનું છે ?

મહેતાજી સાહેબ, એ ગાય માતાનું ચિત્ર છે.

ખરી વાત છે. તમે ગાયને માતા બરાબર કહો છો. બાળક માને ધાવી ઉછરે છે. ગાયનું દૂધ પણ તેને બહુ કામનું છે. ભેંસના દૂધ કરતાં ગાયનું દૂધ સહેલાઈથી પચે છે.

દૂધનું દહિં થાય છે. દહિંનું માખણ થાય છે. માખણનું ઘી થાય છે. એ બધું આપણા ખાવામાં આવે છે.

ગાય જુદા જુદા રંગની હોય છેઃ જેમકે, રાતી, ધોળી, કાળી.

એ શું ખાય છે, તે તમે જાણો છો ?

હા, જી, એ ઘાસ ખાય છે.

બરાબર છે. એની ગરદન ઘણી લાંબી હોય છે. એ ડોકું નીચું કરે છે ત્યારે તે જમીન સુધી પહોંચે છે. એને માથે શીંગડાં હોય છે. તે તમે જોયાં છે ! એથી એ પોતાનો બચાવ કરે છે. ગાય ગરીબ છે. એ કોઈને નકામું મારતી નથી. એના કાન કેવા લાંબા છે ! એ પૂંછડું કેવું હલાવ હલાવ કરે છે ! એથી એને જીવડાં કરડી ખાતાં નથી. એને ચાર પગ છે. પગને તળીએ ફાટવાળો જાડો નખ છે. તેને ખરી કહે છે.

---

લખો—ચિત્ર, ત્યારે, દહિં, મહેતાજી.

આ ગાય માતાનું ચિત્ર છે.

---

# પાઠ ૨જો

## મહેતાજી

પ્ + ર =પ્ર–પ્રમાણે, સ્ + ત = સ્ત – રસ્તો

ભાઈ, હવે તારી ઉમર નિશાળે ભણવા જવાની થઈ છે. હું તને આજે નિશાળે બેસાડવાનો છું.



નિશાળમાં તને મહેતાજી સાહેબ શિખવશે. ઘેર તું માબાપ કહે તેમ કરે છે. નિશાળમાં મહેતાજીના હુકમ પ્રમાણે ચાલજે.

માબાપ છોકરાંનું ભલું ચાહે છે. તેઓ તેમને સારી શિખામણ દે છે. તેઓ તેમને સારે રસ્તે ચઢાવે છે. મહેતાજી પણ માબાપના જેવું કામ કરે છે. તે પાઠ ભણાવે છે, દાખલા ગણાવે છે, કસરત કરાવે છે.

નિશાળમાં ઘણા ભણનારાઓ આવે છે. તેમની સાથે મહેતાજી તને રમાડશે ને ભણાવશે. તને બહુ મઝા પડશે. તું હોંસે હોંસે નિશાળે જઇશ.

અગાઉ આપણા દેશમાં ભણાવવાનું કામ ઋષિઓ કરતા. તેમને ત્યાં માબાપ છોકરાઓને ભણવા મોકલતા. તેઓ તેમની પાસે ભણતા, આઠદસ વરસ રહેતા, ને પછી પાછા ફરતા.

મહેતાજીનો હુકમ બરાબર પાળજે.

---

લખો—શિખામણ, જૂનું, ત્યાં
ઋષિઓ જંગલમાં રહેતા.

---

## પાઠ ૪થો

### ચોકખાઈ



ક્ + ખ = ક્ખ – ચોકખું, વ્ + ય = વ્ય–આવ્યું

ભાઈ, કાલે આપણે ત્યાં છોકરો આવ્યો હતો, તેને તેં જોયો હતો? એને હાથે કકડો વિંટાળેલો હતો. એની કેડે ગોળ કાળાં કાળાં ચાઠાં હતાં.

હા, બેન, એ છોકરો ગંદો છે. એ રોજ નહાતો નથી. એ લુગડાં પણ મેલાં પહેરે છે. એથી એને હાથે ખસ થઈ છે. કેડે દરાજ થઈ છે. શરીર ચોકખું રાખવું. નહિ તો એવા ચામડીના રોગ થાય છે.

ખસવાળા છોકરાને અડકવું નહિ. એને અડકવાથી ખસ થાય છે.

વહેલા ઊઠીને રોજ સવારે નહાવું. નહાતી વખતે શરીર ખૂબ ચોળવું. લુગડાં પણ ચોકખાં રાખવાં.

ચામડીમાં નાનાં નાનાં બાકાં છે. એ એવાં નાનાં છે કે આપણે એને જોઈ શકતાં નથી. એમાંથી મેલ આપણા શરીરમાં પેસે છે, તેથી રોગ થાય છે. માટે આપણે શરીરે ચોકખાં રહેવું. ધોએલાં કપડાં પહેરવાં. ચોકખાં રહેવાથી શરીરમાં ચાલાકી આવે છે. આપણા ઘરમાં બધાં કેવાં ચોકખાં રહે છે!

દોહરો

'ચોકખી ચીજો રાખવી, ચોકખાં પહેરો ચીર;
ચોકખાં ઘર ને ચોક પણ, ચોકખે સુખી શરીર.'

લખો—ચોકખું, શરીર, આવ્યો
ચોકખાં છોકરાં બધાંને ગમે છે.

---

# પાઠ ૪થો

## ધીમે ધીમે ભણાય.

મ્ + હ = મ્હ - મ્હેલ, સ્ + હ = સ્હ - સ્હેજ,
પ્ + હ = પ્હ - પ્હેરવું

### દોહરો

મ્હેલ ઝરૂખા શોભિતા, મોટા ખૂબ જણાય;
ધીમે ધીમે નીમથી, ચણતાં સ્હેજ ચણાય. ૧

સુંદર મોંઘાં ચીર જે, પ્હેરી મન હરખાય;
પળ પળ ધીમે નીમથી, વણતાં સ્હેજ વણાય. ૨

આંબા મોંઘા વાવિને, ફળ ખાવા મન થાય;
ઘણાં વરસ વીતી જતાં, કેરી તે પર થાય. ૩

ધીમે ધીમે સ્હેલથી, કામો સઘળાં થાય;
ભણવાનૂં તે રીતથી, ધીમે ધીમે થાય. ૪

---

# પાઠ ૫મો

## મેળો

ચ્ + ય = ચ્ય – પહોંચ્યાં



ભાઈ, આજ સાંજે હું મેળો જોવા જવાની છું. તમે મારી સાથે આવશો ?

બેન, તમે કોની સાથે જવાનાં છો ?

મોટા ભાઈ આપણને મેળો બતાવવાના છે. આજનો મેળો મોટો છે.

હા, આ તો બળેવનો મેળો છે, એટલે મોટો છે. એ દરિયાને કિનારે ભરાવાનો છે. હિંદુ લોકો દરિયાની પૂજા કરવાના છે.

ભાઈ, ચાલો, આપણે જલદી જઈએ.

બેન, જો પેલો મેળો. આપણે આવી પહોંચ્યાં છીએ.

ભાઈ, જોયું? લોકોની ભારે ઠઠ ભરાઈ છે.

રમકડાંની કેટલી બધી દુકાનો મંડાઈ છે! બહુ જાતનાં રમકડાં છે.

હા, કાચનાં, રબરનાં, લાકડાનાં, માટીનાં, ને કાગળનાં છે.

ઠેકાણે ઠેકાણે ખેલ થાય છે. તે જુઓ.

પેલાં ચકડોળ કેવાં ફરે છે!

આજનો મેળો જોઈ આપણને બહુ આનંદ થયો.

આવા મેળા રોજ આવે તો કેવું સારું!

---

લખો—ઠઠ, હરિયો, આનંદ

કેવો સારો મેળો ભરાયો છે!

# પાઠ ૬ટ્ઠો

## નાણું

પ્ + ય = પ્ય - છાપ્યું, ગ્ + ર = ગ્ર - અંગ્રેજી,
ક્ + ક = ક્ક-સિક્કો, ર્ + ધ=ર્ધ-અર્ધો

ભાઈ, મારા હાથમાં શું છે?

રૂપીઓ છે.

એ શા કામમાં આવે છે?

મોટી બેન, તે હું જાણુતો નથી. મને કહો.

એના વડે બજારમાંથી જોઈતી વસ્તુઓ ખરિદાય છે. એ શેનો બનેલો છે?

રૂપાનો.

રૂપાનું બીજું કંઈ બને છે?

તમારે પગે સાંકળાં ને વેડ છે, એવાં ઘરેણાં બને છે.

આ રૂપીઆની બંને બાજુએ શું છે?

મને ખબર નથી.

જુઓ, હું શિખવું છું. એક બાજુએ આપણા રાજાનું ચિત્ર છે. બીજી બાજુએ 'એક રૂપીઓ' એમ અંગ્રેજીમાં છાપ્યું છે. એ આપણી સરકારનો સિક્કો છે.

બોલ, ભાઈ, રૂપીઆના અર્ધા કેટલા આવે ?

બે.

તેં અર્ધા જોયા છે ?

હા.

એ બે જાતના આવે છે, એક રૂપાના ને બીજા નિકલના. પાવલી અને બેઆનીઓ પણ એવી આવે છે. આની નિકલની આવે છે. પૈસા ને પાઈઓ તો તેં જોયાં છે. એ શેનાં બનેલાં છે ?

ત્રાંબાનાં.

હા, એ બધાં સિક્કા છે. એને નાણું કહે છે.

---

લખો—અર્ધો, વસ્તુ, સિક્કો

આપણે ત્યાં રૂપાના, નિકલના, ને ત્રાંબાનાં સિક્કા ચાલે છે.

---

## પાઠ ૭મો

### સંપ

જ્ + ય = જ્ય-જ્યાં

મારા વહાલાં બાળકો ! મારી પાસે આવો. હું તમને આજે તમારા ભલાની એક વાત કહું છું. સાંભળો.



હમણાં તમે ભાઈબેનો કેવાં હળીમળીને ચાલો છો ! મોટાં થાઓ ત્યારે એવોજ સંપ રાખજો.

જુઓ, સામે ઘેર પાંચ પાંચ ભાઈઓ છે. તે બધા કેવા એકઠા રહે છે ને સુખમાં દિવસો ગાળે છે !

તેઓ સબળાં, તેમની બેનો, ને તેમનાં છોકરાં, ભેગાં કવાં શોભે છે! તેમનું આખું કુટુંબ રળીઆમણું દેખાય છે.

દરેક કામમાં તેઓ એક એકને કેવી મદદ કરે છે! તેમનો સંપ જોઈને બીજાં રાજી થાય છે.

વહાલાં બાળકો! તમે પણ મોટપણે એવીજ રીતે ચાલજો.

જ્યાં સંપ છે ત્યાં જંપ છે. જ્યાં સંપ છે ત્યાં જોર છે. જ્યાં સંપ છે ત્યાં સુખ છે.

કુસંપથી કજીઓ ને કંકાસ વધે છે. તેથી આપણે નબળાં થઈએ છીએ ને દરેક રીતે દુઃખી બનીએ છીએ.

દોહરો

સંપે સહુ સુખમાં રહો, સંપે વધશે પ્રીત;
હળીમળી બાળક તમે, રાખો એવી રીત.

---

લખો— દુઃખી, પ્રીત, જ્યાં

બાળકોને વાતો વહાલી હોય છે.

---

# પાઠ ૮મો

## હિંમત

ત્ + ત= ત્ત (દલપત્ત)

### દોહરો

હિંમત નરમાં હોય તો, આણે દુખનો અંત;
થાય જગતમાં જાણિતો, વળી થાય ધનવંત. ૧

### મનહર છંદ

હિંમત જો હોય તો, હરેક કામ કરી શકે,
હિંમતથી વાઘ વડા, હાથીને હરાવે છે,
હિંમતથી નારી પણ, હથિયાર હાથ લઈ,
વનમહીં એકલડી, મરદને મારે છે. ૧

હિંમતથી ભૂત પ્રેતતણો, ભય ભાગી જાય,
હિંમતથી નર સાપ, હાથમાંહી ઝાલે છે.
હિંમત જો હૈયામાંહી, હોય દલપત્ત કહે,
બૂડતાને બાંહે ધરી, તરે અને તારે છે. ૨

દલપતરામ (ફેરફાર સાથે)

---

# પાઠ ૯મો

## મહીના

શ્ + ર = શ્ર – શ્રાવણ, દ્ + ર = દ્ર–ચંદ્ર,
ખ્ + ય = ખ્ય–શીખ્યા, ણ્ + ય= ણ્ય–ભણ્યા

મહેતાજી—ભાઇઓ, તમે ચોમાસાનો પાઠ શીખ્યા છો. ખરૂં કેની ?

નિશાળીઓ—હા, જી, શિયાળાનો પણ ચાલી ગયો છે.

બીજો—સાહેબ, ઉનાળાનો પણ ભણ્યા છીએ.




મહેતાજી—વારૂ, ચોમાસું કેટલા મહીના રહે છે ?

નિશાળીઓ—ચાર મહીના, સાહેબ.

મહેતાજી—એ મહીનાઓનાં નામ કહું છું. સાંભળો. અસાડ, શ્રાવણ, ભાદરવો, ને આસો. કેટલા દિવસનો મહીનો છે તે જાણો છો ?

નિશાળીઓ—હા, જી. ત્રીસ દહાડાનો એક મહીનો થાય છે.

મહેતાજી—હા. દરેક મહીનામાં બે પખવાડીઆં હોય છે. અજવાળીઆ પખવાડીઆમાં ચંદ્રનું અજવાળું હોય છે. અંધારીઆમાં અંધારૂં હોય છે. તમે મેળાનો પાઠ વાંચ્યો છે. બળેવ કયા મહીનામાં આવે છે ?

નિશાળીઓ—સાહેબ, શ્રાવણ મહીનામાં ઘણા મેળા આવે છે. એજ મહીનામાં બળેવ આવતી હશે.

મહેતાજી—હા. શ્રાવણની પુનેમે બળેવ આવે છે. આસો મહીનાની અમાસે દીવાળી આવે છે. એ હિંદુઓનો મોટામાં મોટો તહેવાર છે.

નિશાળીઓ—હા, જી. દીવાળીમાં બહુ મઝા પડે છે. ઘેરે ઘેર દીવા થાય છે. ફટાકા ને કોઠી ફૂટે છે. બપોરીઆં સળગે છે. હવાઈઓ ઊડે છે.

મહેતાજી—હા. હવે બાકીના મહીના કાલે શિખવીશ.

---

લખો—શ્રાવણ, પુનેમ, અમાસ

મહેતાજીનું કહ્યું માનવાથી ભણતાં જલદી આવડે છે.

---

## પાઠ ૧૦મો

### મહીના (ચાલુ)

હ્ + ય = હ્ય – કહ્યું, ર્ + ત = ર્ત – કાર્તક,

લ્ + લ = લ્લ – છેલ્લો, મ્ + મ = મ્મ – મમ્મત

મહેતાજી—દીવાળી કયા મહીનામાં આવે છે ? કાલે શિખવ્યું તે યાદ છે ?

નિશાળીઓ—હા, જી. આસો મહીનામાં.

મહેતાજી—હા, આસોની અમાસે. મારૂં કહ્યું સાંભળશો તો બધું આવડશે. જુઓ, અજવાળીઆને સુદ કહે છે ને અંધારીઆને વદ કહે છે. ત્યારે બોલો, દીવાળી સુદમાં આવે છે કે વદમાં ?

નિશાળીઓ—વદમાં, સાહેબ.

મહેતાજી—ખરી વાત. દીવાળી એ વરસનો છેલ્લો દહાડો છે. બીજે દહાડે નવું વરસ બેસે છે. એ કાર્તક મહીનાનો પહેલો દહાડો છે. મહીનાનો પહેલો દહાડો પડવો કહેવાય છે.

નિશાળીઓ—એ દહાડે તો ઘણે ઘેર વાજાં વાગે છે. લોકો દહેરાંમાં દર્શન કરવા જાય છે.

મહેતાજી—હા. હવે શિયાળો બેઠો. કાર્તક, માગશર, પોસ, ને માહ, એ ચાર મહીના શિયાળાના છે. એમાં કોઈ તહેવાર આવે છે ?

નિશાળીઓ—સાહેબ, કનકવા ચગાવવાના દહાડા એમાંજ આવે છે. નહિ વારુ ?

મહેતાજી—હા. પોસ મહીનામાં ઉતરાણ આવે છે. તે દહાડા પર તમે પતંગો ઉડાવો છો. એમાં તમને બહુ ગમ્મત પડે છે. નહિ વારુ ?

નિશાળીઓ—હા, જી. અમને પેચ કરવા બહુ ગમે છે.

મહેતાજી—હવે, ઉનાળાના ચાર મહીના રહ્યા. તે તમે જાણો છો ? સાંભળો. ફાગણ, ચૈત્ર, વૈશાખ, ને જેઠ. એ ચાર મહીનાનો ઉનાળો થાય છે. હોળી કયા મહીનામાં આવે છે ?

છોકરાંઓ—ફાગણમાં.

મહેતાજી—હા. ફાગણ મહીનાની પુનેમે મહોલ્લે મહોલ્લે, ચકલે ચકલે હોળી સળગે છે.

---

લખો—કાર્તક, ચૈત્ર, મહોલ્લો, દર્શન

માકી બા રોજ સાંજે દર્શન કરવા જાય છે.

---

## પાઠ ૧૨મો

### મહેનત





શ્ + વ = શ્વ – ઈશ્વર

બેન, બા તો જ્યારથી ઊઠે છે ત્યારથી કામમાં ને કામમાં રહે છે. એને તો કામ, કામ, ને કામજ છે. મોટા ભાઈ પણ મેજ પર કંઈ ને કંઈ લખતા કે વાંચતાજ હોય છે. બેમાંથી એકેને હું નવરૂં બેઠેલું તો દેખતોજ નથી.

હા, ભાઈ, મહેનત વગર કોઈને ચાલે એમ નથી. આપણને ખાવાને અનાજ ને પહેરવાને કપડાં જોઈએ છે. એ કંઈ એની મેળે પેદા થાય છે ?

હા, બેન, એ તો હું જાણું છું. ખેડુતો ખેતર ખેડે છે ત્યારેજ અનાજ પાકે છે. આપણા શહેરમાં રૂ કાંતવાનાં ને લુગડાં વણવાનાં કેટલા બધાં કારખાનાં છે ! વહાણું વાય છે કે એમાં સિસોટીઓ વાગે છે ને હજારો મજુરો કામે જાય છે. દરજીઓની દુકાનો ઠેકાણે ઠેકાણે છે. તેમાં લુગડાં સિવાય છે, તે આપણે પહેરીએ છીએ.

ખરૂં, ભાઈ, ઈશ્વરે આપણને મહેનત કરવાને પેદા કર્યાં છે. મહેનતથી આપણું શરીર તંદુરસ્ત રહે છે. નદીનાં પાણી વહે છે તેથી તે ચોકખાં રહે છે. સૂરજ પણ આખો દહાડો આકાશમાં ફરી એક દિશાથી બીજી દિશાએ જાય છે. આળસુ માણસો દુઃખી થાય છે. એમને કોઈ ચહાતું નથી. માટે આપણે હમેશાં સારા કામમાં ગુંથાએલાં રહેવું. મહેનતનાં ફળ મીઠાં છે.

---

લખો—વહાણું, સિસોટી, ઈશ્વર, તંદુરસ્ત
માણસે હમેશાં સારા કામમાં ગુંથાએલા રહેવું.

---

# પાઠ ૧૨મો

## ઈશ્વરને નમન

દ્ + ધ = દ્ધ–બુદ્ધિ

ભુજંગી છંદ

તમે સર્વ સંસાર પેદા કિધો છે,
તમે સુખનો સાજ સૌને દિધો છે;
તમે છો સહૂનાજ આધાર જેવા,
દયાળૂ તમોને નમૂં દેવદેવા. ૧

ભજે જે તમોને તજે તે કુબુદ્ધિ,
ભજે જે તમોને સજે તે સુબુદ્ધિ;
ન ભક્તો થશે તે હશે લોક કેવા?
દયાળૂ તમોને નમૂં દેવદેવા. ૨

કૃપાળૂ તમે દેવ કલ્યાણકારી,
બહૂ આપદા દેખિ લો છો ઉગારી;
હમેશાં તમારી કરૂં ઈશ! સેવા,
દયાળૂ તમોને નમૂં દેવદેવા. ૩

દલપતરામ (ફેરફાર સાથે)

# પાઠ ૧૩મો

## દૂધ

શ્ + ર = શ્ર – શ્રીખંડ

વહાલાં બાળકો ! તમે ગાયનો પાઠ શીખી ગયાં છો. ગાય દૂધ આપે છે. એ દૂધથી આપણે ઉછરીએ છીએ. એ પચવામાં ઘણું હલકું છે. આથી માંદાં માણસોને એ પીવાથી ફાયદો થાય છે. ભેંસનું દૂધ શરીરને વધારે ભારે પડે છે. બીજાં કોઈ પ્રાણી દૂધ આપે છે ?

હા, જી. બકરી દૂધ આપે છે.

સાહેબ, ગધેડી પણ દૂધ આપે છે.

ખરી વાત. એ દૂધ આપણે હમેશાં પીતાં નથી. પણ વૈદો કેટલાક રોગમાં એ દૂધ વપરાવે છે. બકરીનું દૂધ ઉધરસ પર ફાયદો કરે છે.

વારૂ, હવે આ સવાલનો જવાબ આપો. દૂધનું શું બને છે ?

મહેતાજી સાહેબ, એ તો અમે શીખ્યાં છીએ. દૂધનાં દહિં, માખણ, ને ઘી થાય છે.

હા, દૂધને આખરે છે એટલે દહિં થાય છે. પહેલું ઊનું કરે છે. પછી ટાઢું પાડે છે. ઉફાયું થાય

એટલે તેમાં થોડું દહિં નાંખે છે, તે બધા દૂધમાં હલાવે છે. આને આખરવું કહે છે. તમને દહિં ભાવે છે?

હા, જી. દહિંમાં ખાંડ નાંખવાથી તે ઘણું મીઠું લાગે છે.

હા. દહિંને કપડામાં નાંખી છણે છે. ગળપણ સાથે તે ઘણું મીઠું લાગે છે.

દહિંને વલોવવાથી છાસ થાય છે. માંદાં માણસોને છાસ ફાયદો કરે છે. છાસ ઉપરથી માખણ તારવી કાઢે છે. તે માખણનું ઘી થાય છે.

દૂધનું શું શું બને છે? સાંભળો. દૂધનો માવો થાય છે. પેંડા ને બાસુદી પણ એનાં થાય છે.

સાહેબ, શ્રીખંડ એનોજ થાય છે કેની?

હા, તમે બરફી ખાધી હશે. એને પણ એનીજ બનાવે છે. વળી તમે મલાઈ ખાધી હશે. એ પણ દૂધમાંથી બને છે. જોયું? દૂધની કેટલી બધી ખાવાની ચીજો બને છે?

---

લખો—ઉફાણું, દૂધ, પાણી

તમને દહિં મીઠું લાગે છે?

---

# પાઠ ૧૪મો

## સાચું બોલવું.



પ્ + પ = પ્પ – ચપ્પુ

ભાઈઓ, આ તકતાનો કાચ કોણે ભાંગ્યો?

બા, અમારાથી ભાંગ્યો. માફ કરો. અમે તમને એ કહેવા આવતાં હતાં. એટલામાં તો તમેજ અહિં આવી ચઢ્યાં. અમે દડાની રમત રમતાં હતાં. દડો ઉછળ્યો ને કાચ સાથે અફળાયો. હવેથી અમે દડો આંગણામાં ખેલીશું.

સારૂં. આંગણામાં રમજો કે પાસેના ચોગાનમાં. તમે સાચું કહ્યું તેથી હું રાજી થઈ છું.



આગળ દિવાનખાનામાં, માએ બે બેનોને દીઠી. મેજ પર જોતાં, લખેલા કાગળો પર બધે સાહીજ સાહી. અરેરે! આ તો ગજબ થયો. આ સાહી કોણે ઢોળી? તમારા મોટા ભાઈના કાગળો કોણે બગાડયા?

મોટી બેન એકદમ બોલી ઊઠી. બા ધમકાવશો નહિ. એનો બિલકુલ વાંક નથી. હું મંદુની કલમ ઘડવા ચપ્પુ લેવા ગઈ. એટલામાં રસ્તામાં મેં

વાજું વાગતું સાંભળ્યું. મન ત્યાં જવાથી ખડીઆને હાથનો ધક્કો વાગ્યો. આથી કાગળો બગડ્યા. બા, બહુ ખોટું થયું. માફ કરો.

છોકરાં જમવા બેઠાં ત્યારે માએ કહ્યું. બાળકો, તમે આજ ઘણાં ડાહ્યાં થયાં. હું બહુ રાજી થઈ છું. હમેશ સાચું બોલજો. સજાની બીકથી કદી જૂઠું બોલશો નહિ. સાચું બોલવાથી ઈશ્વર રાજી રહે છે. સાચું બોલનારનો સહુ ભરોસો કરે છે.

---

લખો—સાહી, આંગણું, ભાંગ્યો

માફ કરનાર પર ઈશ્વર રાજી રહે છે.

---

## પાઠ ૧૫મો

### મુસાફરી

ળ્ + ય = ળ્ય - મળ્યું

ભાઈ, આવ્યો ? ક્યાં ક્યાં જઈ આવ્યો ? શું શું જોયું ? તારી સાથે કોણ કોણ હતા ?

બા, મહેતાજી સાહેબ ને અમે ૨૦ નિશાળીઆ હતા. અમારી જોડે બે માણસ હતા ને એક રસોઈઓ હતો.

અમદાવાદથી નીકળ્યા અમે પહેલાં વડોદરે ગયા. ગાડી જ્યાં અટકતી ત્યાં જોવાની ખૂબ



ગમ્મત પડતી. ગાડીમાંથી ઉતરનારની ને ગાડીમાં બેસનારની બહુ ધમાલ થતી. કેટલાક લોકો તો ગાડી ઉપડવાની વેળાએજ આવતા. ટિકિટ કરાવી, દરવાજે તેને કપાવી, તેઓ દોડતા દોડતા બેસતા. સિસોટી વાગતી કે ગાડી ઉપડતી. શો તે વખતનો દેખાવ ! જ્યાં ત્યાં આવું સંભળાતું. વહેલા આવજો. કાગળ લખજો. ત્યાં સહુને બોલાવજો.

અમે વડોદરા, સુરત, ને મુંબઈ જોયાં. વડોદરામાં બાગ ઘણો સુંદર ને મોટો છે. મહારાજા ગાયકવાડનો મહેલ ઘણો દેખાવડો છે.

સુરતમાં પણ મોટો રાણીનો બાગ છે. પણ તે વડોદરાના બાગ જેવો નથી. તાપી નદીના કિનારા પરનો દેખાવ ઘણો સુંદર છે. ત્યાંનાં નાનાં-મોટાં મકાનો જુદી જુદી ઢબનાં છે. બંગલાઓ પણ તેવાજ છે.

પણ, બા, એ શહેરોના કરતાં મુંબઈ શહેર વધારે મોટું છે. તે ઘણું સુંદર છે. તે જોઈને અમે છક થઈ ગયા. શાં ત્યાંનાં મકાનો! જાણે આકાશ સાથે વાત કરતાં ન હોય! શી લોકોની ધમાલ! તરેહવાર ગાડીઓની કેવી દોડાદોડ! કેવો સુંદર દરિયાકિનારો! કેટલી બધી આગબોટો! અહાહા! મુંબઈના દેખાવોની તો વાતજ શું કહું!

બા, મુસાફરી મને બહુ ગમી. એથી મને ઘણું જાણવાનું મળ્યું.

---

લખો—ગમ્મત, સિસોટી, દરિયાકિનારો

મુસાફરી કોને ગમતી નથી? તેથી ગમ્મત સાથે ઘણું જાણવાનું મળે છે.

---

# પાઠ ૧૬મો

## મારૂં સુખ

### ગઝલ

ન્ + ય = ન્ય – ન્યારૂં

પાળેલો કુતરો—

અહો સુખ આ જગે કેવું, મને મુજ શેઠને ત્યાં છે;
સહૂ ખાવા પિવાનામાં, મને આનંદ ન્યારો છે. ૧

રાની કુતરો—

ખરે સુખ આ જગે મારૂં, સહુથી સારું હું માનું;
ફરૂં નિત મોજમાં મ્હાલૂં, ન કોને શેઠ હું માનું. ૨

પાળેલો કુતરો—

નથી હું ટાઢમાં ઠરતો, નથી તાપે બહૂ તપતો;
નથી વરસાદમાં ધ્રુજતો, સદા હું મોજમાં રમતો. ૩

રાની કુતરો—

ગમે જે તે સદા ખાતો, ગમે જ્યાં ત્યાં સદા ફરતો;
ગમે જે કામ તે કરતો, સદા આનંદમાં ભમતો. ૪

માણસ—

તમારૂં સુખ બંનેનું મને લાગે જુદું જુદું;
ઘણૂં પાળેલને સુખ છે, પરંતુ રાનિનું જુદું. ૫
ઘણૂં સુખ શેઠ જે દે છે, સદા તું આપિયું લે છે;
બની તું દાસ જે લે છે, સદા તે સુખ નીચું છે. ૬
ખરૂં સુખ રાની તું લે છે, સદા મનને ગમ્યું લે છે;
ફરે મનમાનતી રીતે, ખરે તે સુખ ઊંચું છે. ૭

---

## પાઠ ૧૭મો

### વાંદરાં



દ + ય = દ્ય – કૂદ્યો

બા, જો તો ખરી. છાપરેથી છાપરે આ કેવું કૂદે છે! સુરતમાં તો મેં આવું જોયું નથી.

બેન, એ વાંદરૂં છે. એનું પૂંછડું જોયું? કેવું મોટું છે! એ એક છાપરેથી બીજે છાપરે કેવી છલંગ મારે છે! પેલો મોટો વાંદરો દીઠો? એનું શરીર કેવું જાડું છે! એ બધાં વાંદરાંનો સરદાર છે. એ કુદ્યો કે એની પાછળ બધાં કૂદવાનાં. પેલી વાંદરી જોઈ? એણે પોતાનું બચ્ચું છાતીએ કેવું વળગાડયું છે! એને બચ્ચું કેવું વહાલું છે! બધાં પ્રાણીને પોતાનાં છોકરાં પર એવુંજ વહાલ હોય છે.

બા, આ તો વાંદરાંનાં ઝુંડનાં ઝુંડ આવ્યાં.

હા, જોજે. સરદાર વાંદરૂં કૂદશે કે બધાં કૂદવાનાં. એ છાપરાંનાં નળીઆંનો ભુકો કરી નાંખે છે. પતરાં પર અવાજ કેવો થાય છે!

બા, મારા તો કાન ફૂટી ગયા. બા, જો, જો. ઊભું થયું. ચાલે છે ત્યારે તો જાણે માણસજ જોઈ લેવું.

હા. એનું મોં કાળું છે. જો પેલું વાંદરૂં કુતરાથી કેવું નાઠું!

બા, હું લાકડી ઉગામું છું, એટલે એ નાસી જાય છે.

હા, એ આપણાથી બીએ છે. પણ એ છાનુંમાનું ઘરમાં પેસે છે. સીંકા પર ફળ હોય તો તે ઉપાડી જાય છે.

---

લખો—પૂંછડું, ઝુંડ, ઊભું

વાંદરાં દેખાવમાં માણસને મળતાં છે.

---

## પાઠ ૧૮મો

### માકડાં

ભાઈઓ, બેનો, આવો. તમને હવે બીજાં વાંદરાં વિષે કહું.

લાલ મોંનાં વાંદરાં હોય છે, તેને માકડાં કહે છે. મુંબઈમાં એવાં માકડાં દીઠામાં આવે છે. મથુરા ને કાશીમાં તે ઘણાં હોય છે. એ વાંદરાંનું પૂંછડું નાનું હોય છે. એ ઘણાં ચાલાક ને જબરાં હોય છે. આપણે એને મારીએ તો એ આપણને મારવા આવે છે. એ સામાં થાય છે.

બા, કાલે આપણા ઘર આગળ એવાં વાંદરાં અમે જોયાં હતાં.



હા, મદારી વાંદરાં ને વાંદરીનો ખેલ કરતો હતો. જોવામાં રસ પડ્યો હશે. મદારીએ એને કેવાં કેળવ્યાં હતાં! એક વાત કહું તે સાંભળો. તમને બહુ હસવું આવશે.

એક દહાડો એક માકડાએ માણસને ઘોડા પર સવાર થતો જોયો. બીજે દહાડે ઘોડાને ઊભો રાખી માણસ ઘરમાં ગયો હતો. એટલામાં માકડું ઘોડા

પર બેઠું. સવારની પેઠે એણે પણ લગામ ખેંચી. ઘોડાએ જાણ્યું કે મારો શેઠ બેઠો છે. ઘોડો ચાલતો થયો. લોકો રસ્તામાં જોવા મળ્યા. વાંદરૂં કેવું નકલ કરનારૂં પ્રાણી છે !

---

લખો—માકડું, પ્રાણી, હોશિયાર

કેળવ્યાથી પ્રાણી પણ હોશિયાર ને ચાલાક થાય છે.

---

## પાઠ ૧૯મો

### વિવેક

ક્ + ષ = ક્ષ – શિક્ષક

મહેતાજી—મારાં વહાલાં બાળકો ! આજ હું એક કામની વાત શિખવું છું. તમે ધ્યાન દઈને સાંભળશો કે ?

છોકરાં—હા, જી.

મહેતાજી—બહુ સારૂં. ત્યારે સાંભળો. તમને શું સારૂં લાગે છે—'અલ્યા એ ! આમ આવ,' કે 'હે ભાઈ, આમ આવ ?'

છોકરાં—સાહેબ, 'હે ભાઈ, આમ આવ.'

મહેતાજી—જુઓ, ત્યારે. આપણે કોઈને પણ

તુંકારાથી બોલાવવું નહિ. કેળવાએલાં માણુસોનો



દાખલો લેવો. તેઓ કોઈને તુંકારાથી બોલાવતાં નથી.

છોકરાં—સાહેબ, માબાપ તો અમને 'તું' કહે છે.

મહેતાજી—હા, ભાઈ. ખરી વાત છે. પણ માબાપ તમને કેવાં ચહાય છે! તેમના વહાલની શી વાત! શિક્ષક પણ છોકરાં પર એવુંજ વહાલ રાખે છે. વહાલ વગરનો તુંકારો તે તોછડાઈ. સમજ્યાં?

છોકરાં—હા, જી.

મહેતાજી—ત્યારે તમારાથી નાનાંને પણ તુંકારો કરશો નહિ. ઉમરે મોટાં હોય તેમને માન આપજો.

જેની સાથે જેમ ઘટે તેમ બોલજો. એનું નામ વિવેક. તમે સહુ જોડે વિવેકી થશો કે?

છોકરાં—હા, જી.

મહેતાજી—સારૂં બોલવાથી મોં શોભે છે. બોલવા ચાલવામાં હમેશ સલુકાઈ રાખજો. કોઈનું મન દુખાય તેમ બોલશો નહિ. હમેશ સારી રીતે ચાલજો. તેમ ચાલવાથી તમે શાણાં કહેવાશો. સહુ તમારાં વખાણ કરશે.

---

લખો—શિક્ષક, વિદ્યા, વિવેક

વિવેકી છોકરાં સહુને વહાલાં લાગે છે.

---

## પાઠ ૨૦મો

### ધાતુ

બાળકો, મારી પાસે આવો. તમે સિક્કા વિષે શીખી ગયાં છો. યાદ છે?

હા. બા.

આ સિક્કો તપાસો. એનો રંગ કેવો છે?

બા, તમારા હાથનાં ઘરેણાંના રંગ જેવો છે.

હા, એ સોનાનો સિક્કો છે. મારા હાથનાં, કાનનાં, ને ડોકનાં ઘરેણાં સોનાનાં છે. એનો રંગ કેવો છે?



બા, પીળો છે.

હા. રૂપા કરતાં સોનું ઘણું મોંઘું છે. આથી તવંગર લોકોજ સોનું વાપરે છે. રૂપાથી એ પોચું છે. એનાં ઘરેણાં પર ઝીણી નકશી પડી શકે છે. આપણે ત્યાં સોનીઓ હોશિયાર છે. તેઓ સુંદર ઘાટ ઘડે છે. ઘરેણાં સિવાય બીજું કંઈ તમે રૂપાનું જોયું છે ?

હા, બા. પૂજાનાં વાસણ રૂપાનાં જોયાં છે.

જુઓ નહાવાની કુંડી. એ શેની બનેલી છે ? પૈસા શેના બને છે ?

ત્રાંબાના.

હા. આ કુંડી પણ ત્રાંબાની છે. એથી એને ત્રાંબાકુંડી કહે છે. પેલો દેગડો ને ઘડો પણ ત્રાંબાનાં છે. ત્રાંબાનો રંગ કેવો છે ?

લાલચોળ છે.

ખરૂં. આ વાસણો માંજવાથી સુંદર લાલ થાય છે. આ રાંધવાની તપેલીઓ ને જમવાની થાળીઓ જુઓ. એ ત્રાંબાની છે?

ના, એ તો પીળી છે.

હા, એ પિત્તળનાં છે. પિત્તળ પીળું હોય છે. પાણી પીવાના કળશીઆ ને પવાલાં પિત્તળનાં બને છે.

બા, વાસણોમાં આ ધોળું શું છે?

એ કલાઈ કહેવાય. કલાઈ દેવડાવ્યાથી એમાં ખાટી વસ્તુઓ બગડતી નથી.

સોનું, રૂપું, ત્રાંબું, પિત્તળ, ને કલાઈ, એને ધાતુ કહે છે. જમીનની અંદર ઊંડી ખાણો હોય છે. તેમાંથી એ ધાતુઓ ખોદી કઢાય છે. ખાડા શાથી ખોદાય છે? જાણો છો?

હા, બા. આપણી વાડીમાં માળી ચાંચવાથી ખોદતો હતો.

ખરૂં. એ ચાંચવો શેનો બને છે? નથી જાણતાં કેમ?

વારૂ, જુઓ. એનો હાથો લાકડાનો છે. આગલો ભાગ લોઢાનો બનેલો છે. લોઢાનું બનેલું બીજું કંઈ તમે જોયું છે?

હા, બા. પાળી, ચપ્પુ, તાળું, કુંચી.

ખરું. લોઢું એ પણ ધાતુ છે, બીજી બધી ધાતુથી એ સોંઘું છે. પણ એના વગર ખેતર ખેડાય નહિ; ઘર બંધાય નહિ. ખેડવાના હળ, ખીલા, ચૂંકો, વગેરે એનાંજ બને છે. એ સસ્તું છે, પણ બહુ ઉપયોગી છે.

---

લખો—ચપ્પુ, સસ્તું, ઉપયોગી

સોનું શોભિતું ને કીમતી છે. લોઢું સસ્તું ને ઉપયોગી છે.

---

## પાઠ ૨૧મો

### સંતોષ

#### દોહરો

ગરીબનાં કપડાં વિષે, ગરીબને આનંદ;
ગરીબનાં ઝુંપડાં વિષે, ગરીબને આનંદ. ૧

ગરીબનાં બાળક વિષે, ગરીબ છે મગરૂર;
ગરીબ જે એવા વસે, તેને સૂખ જરૂર. ૨

હરિએ આપ્યું જે મળ્યું, તેથી સંતોષાય;
તે જનને સહુ વાતમાં, મનમાં શાંતી થાય. ૩

અસંતોષિને હરઘડી, મનમાં દુઃખજ થાય;
અસંતોષિને સુખ નહીં, કોઈ રીતથી થાય. ૪

---

# પાઠ ૨૨મો

## મુંબઈ

સ્ + ટ = સ્ટ – સ્ટેશન

મહેતાજી—છોકરાઓ, મુંબઈ તમે જોયું છે? જેણે જોયું હોય તે હાથ ઊંચો કરો.

મંગેશ, મંચેર, ને રામલાલે હાથ ઊંચા કર્યા.

મહેતાજી—બોલ તો મંગેશ, તને ત્યાં શું જોવા લાયક લાગ્યું?

મંગેશ—સાહેબ, ત્યાં એક મોટું સ્ટેશન છે. તે મને બહુ ગમ્યું.

મહેતાજી—શા માટે?

મંગેશ—સાહેબ, તે બહુ મોટું છે. અંદર ચારપાંચ આગગાડી સાથે ઊભી રહે છે. બધું ભભકાભેર જણાય છે.

મહેતાજી—સ્ટેશનના બહારના ભાગ પર ઘડીઆળ છે. તે તેં જોઈ હશે. તને સ્ટેશનનું નામ યાદ છે?

મંગેશ—ના, સાહેબ.

મહેતાજી—તેનું નામ તું ભૂલી ગયો? તેનું નામ બોરીબંદર સ્ટેશન છે. જુઓ, છોકરાઓ, તમને તેનું ચિત્ર બતાવું.



વારુ, મંચેર, તને મુંબઈમાં શું ગમ્યું?

મંચેર—સાહેબ, ચોપાટી.

મહેતાજી—કેમ?

મંચેર—સાહેબ, ત્યાં હવા ફક્કડ આવે છે. ફરવાની મઝા પડે છે. દરિયાનો દેખાવ ઘણો સરસ છે.

મહેતાજી—તે તો ખરૂં, પણ તે દેખાવમાં બીજું શું ઘણું સુંદર છે?

મંચેર—બીજું કંઈ નહિ.

મહેતાજી—ના, તેમ નથી. જો તેં કહ્યું તે ખરૂં છે. પણ ત્યાં જુદા જુદા લોકો જોવામાં આવે છેઃ- હિંદુ, મુસલમાન, ખ્રિસ્તિ, પારસી, મરદ તેમજ બૈરાં. આને લીધે દેખાવ પચરંગી હોય છે. ત્યાં ફરનારને આરામ મળે છે. ત્યાં ચોકખી ને તાજી હવા આવે છે. આંખને આનંદ મળે છે. જુદા જુદા લોકોનો દેખાવ ઘણો સારો લાગે છે. મરદ અને બૈરાં આનંદથી ને છૂટથી ફરે છે. એ દેખાવથી કેમ મઝા ન પડે !

જુઓ, છોકરાઓ. આ ચિત્રમાં ચોપાટીનો દેખાવ છે. કેવું સુંદર ચિત્ર છે !



લખો—ખ્રિસ્તિ, સ્ટેશન, મઝા

લોકો ચોપાટી પર ફરવા જાય છે.

# પાઠ ૨૩મો

## મુંબઈ ( ચાલુ )

ટ્ + ર = ટ્ર–ટ્રામ

મહેતાજી—વારૂ, રામલાલ, તને મુંબઈમાં શું ગમ્યું?
રામલાલ—સાહેબ, માર્કેટ. માર્કેટ આગળ ટ્રામ, ગાડી, ને લોકોની ધમાલ હોય છે. તે જોઈ હું ઘણો ખુશ થયો હતો.
મહેતાજી—તે માર્કેટનું નામ તું નથી જાણતો ?
રામલાલ—સાહેબ, હું તે ભૂલી ગયો છું.
મહેતાજી—તેનું નામ ક્રાફર્ડ માર્કેટ છે. ત્યાં જાતજાતનાં ફળ મળે છે. જાતજાતનાં શાક વેચાય છે. જાતજાતનો સૂકો મેવો મળે છે. જાતજાતનાં ફૂલ ને પક્ષીઓ પણ વેચાય છે. તે તેં જોયું હતું?
રામલાલ—હા, સાહેબ.
મહેતાજી—ટ્રામ ઘોડા વગર ચાલે છે. તે તેં દીઠું હતું ?
રામલાલ—હા, સાહેબ.
મહેતાજી—તે શાથી ચાલે છે ? તે તેં કોઈને પૂછ્યું હતું ?
રામલાલ—ના, સાહેબ.

મહેતાજી—જો ત્યારે. હું તને તે કહું. તે વીજળીથી ચાલે છે. ઉપર તાર છે. તેમાંથી વીજળી આવી પૈડાંને ચલાવે છે.

જુઓ, છોકરાઓ, આ માર્કેટ આગળનું ચિત્ર. જુઓ ત્યાંનો દેખાવ. જુઓ, તે કેવો સુંદર છે!



મુંબઈમાં ગાડીઘોડા, ટ્રામ, ને મોટરની ધમાલ બહુજ જબરી હોય છે. ત્યાં ચાલાક માણસોને પણ ચાલવું અઘરૂં થઈ પડે છે. ત્યાં વસ્તી ઘણીજ ઘીચ હોય છે. મકાનો ઘણાં મોટાં હોય છે. છતાં, લોકોને રહેવાની સગવડ મળતી નથી.

જે સુખ મુંબઈની બહાર છે, તે ત્યાં નથી. મુંબઈમાં છે, તે બીજે નથી. સારી હવા બીજે છે, તે ત્યાં નથી. મોટાં શહેરમાં છે, તે નાનાં ગામોમાં નથી. નાનાં ગામોમાં છે, તે મોટાં શહેરોમાં નથી. સુખ ઈશ્વરે જાણે બધે તોળીને આપ્યું છે.

---

લખો—સગવડ, ટ્રામ, વીજળી, વસ્તી

ઈશ્વરે સુખ બધે તોળીને આપ્યું છે.

---

## પાઠ ૨૪મો

### દયા

સ્ + પ = સ્પ - ઇસ્પિતાલ, ર્ + દ = ર્દ - દર્દી

મહેતાજી—રહીમ, તેં આપણા શહેરની ઇસ્પિતાલ જોઈ છે કે ?

રહીમ—ના, સાહેબ.

મહેતાજી—જો ત્યારે, આ તેનું ચિત્ર છે. ત્યાં માંદા માણસોની માવજત મફત થાય છે. દર્દીઓને દવા મફત અપાય છે. ગરીબ માણસો એનો લાભ લે છે.

રહીમ—હા, સાહેબ. મારા મહોલ્લામાં એક છોકરી ગાડી તળે છુંદાઈ હતી. તેને પગે ઈજા થઈ



હતી. તેને લોકો ત્યાં લઈ ગયા હતા. કાલેજ તે સાજી થઈને આવી. તેની મા ઇસ્પિતાલના દાકતરનું બહુ સારૂં બોલતી હતી.

મહેતાજી—ખરૂં છે; સારૂં કરે તેનું સારૂંજ બોલાય. એ દાકતરને લોકો કેવા કહે છે ?

રહીમ—તે મને ખબર નથી.

મહેતાજી—એને દયાળુ કહે છે. દાક્તરને દર્દીઓને માટે બહુ લાગે છે. બીજાંનું દુઃખ જોઈ એને દયા આવે છે. ઇસ્પિતાલ ચલાવનાર સરકાર પણ આજ પ્રમાણે દયાળુ છે. મકાન, દાક્તર, ને દવાનો ખરચ દયા ખાતર કરવામાં આવે છે. વારૂ, હરિલાલ, આ ચિત્ર જો. એ શું બતાવે છે?



હરિલાલ—સાહેબ, દહેરૂં.

મહેતાજી—દહેરા આગળ ભિખારીઓ છે, તે જોયા? કોઈને હાથ નથી. કોઈને પગ નથી. કોઈને આંખ નથી. એ જોયું? પૈસાદાર દયાળુ લોકો તેમને દાણા, ફળ, ને પૈસા આપે છે, તે જોયું? તે શું બતાવે છે?

હરિલાલ—દયા.

મહેતાજી—સુખીએ દુઃખીની દાઝ જાણવી જોઈએ. દયાળુ થવું તમને ગમે કે નહિ ?

છોકરાઓ—ગમે.

મહેતાજી—જુઓ આ ત્રીજું ચિત્ર—પાંજરાપોળ. જૈન લોકો બહુ દયાળુ છે. તે લોકો મોટે ખરચે પાંજરાપોળ નિભાવે છે. તમે તે વિષે કંઈ જાણો છો ?



રમણ—હા, સાહેબ, મારે ઘેર ઘોડો હતો. તે લંગડો થયો એટલે મારા મોટા ભાઈએ તેને પાંજરાપોળમાં મોકલી દીધો હતો.

મહેતાજી—જુઓ ત્યારે. પાંજરાપોળની ગોઠવણ કેવી સારી છે ! કેટલાક લોકોમાં દુઃખી થએલાં જાનવરો માટે આવી ગોઠવણ રાખતા નથી. ઢોરને પણ આપણી પેઠેજ દુઃખ થાય છે. તેમનું દુઃખ જોઈને આપણને દુઃખ લાગવું જોઈએ. બોલો, તમને દયાળુ થવું ગમે કે નહિ ?

છોકરાઓ—સાહેબ, અમને દયાળુ થવું ગમે છે.

---

લખો—પાંજરાપોળ, દાક્તર

સુખીએ દુઃખીની દાઝ જાણવી જોઈએ.

---

## પાઠ ૨૫મો

### સોબત

બ્ + દ = બ્દ – શબ્દ

સરલા—ભાઈ મુકુંદ, તું ચંપકની સોબત રાખતો ના.

મુકુંદ—બા, મને એની સાથે રમવું બહુ ગમે છે.

સરલા—ભાઈ, ગમે ખરૂં, પણ સારી સોબતે સારા થવાય ને માઠી સોબતે માઠા થવાય. આપણા ફળીઆમાં પેલી જીવી નઠારી છોકરીઓમાં રમે



છગન



હરિલાલ

છે. એ કેવી નઠારી થઈ છે ! જો એ કોઈ સાથે ચિઢાય છે કે તરત તેને ગાળો દે છે, એટલુંજ નહિ, પણ એનાં પોતાનાં માબાપના પણ એ સામું બોલે છે. વળી પેલો છગન ફળીઆના નઠારા છોકરાઓ જોડે આખો દહાડો રખડે છે ને લખોટા રમે છે. એ કેવો બગડી ગયો છે! નિશાળે જતાં એ કેવું તોફાન કરે છે ! કેટલીક વાર તો એને ખેંચીને નિશાળે લઈ જવામાં આવે છે. એનું મન રમતમાં ને રમતમાં રહે છે. હમણાં તો એના સોબતીઓનું જોઈને એ મારામારી કરતાં ને ગાળાગાળી કરતાં શીખ્યો

છે. હવે પેલો હરિલાલ શું કરે છે, તે જો. એની રીતભાત કેવી સારી છે! એ જેને તેને 'તમે' કહીને બોલાવે છે, કોઈ દહાડો ખરાબ શબ્દ બોલતો નથી ને ભણવામાં મન રોકેલું રાખે છે. એ સારે ઘેર ઉછરેલો છે ને સારા સોબતીઓમાં ફરે છે. તને એના જેવા થવું ગમે કે પેલી જીવી ને છગનના જેવા?

મુકુંદ—મને હરિલાલ જેવા થવું ગમે.

સરલા—ત્યારે ચંપક જોડે ફરતો ના. ખરાબ સોબતથી દૂર રહેવું; તેથી ખરાબ થવાય. ચંપકને જૂઠું બોલવાની ટેવ છે. વળી એ અદેખો છે. કોઈનું સારૂં એનાથી ખમાતું નથી. આપણે કોઈ દિવસ જૂઠું ન બોલવું. બીજાંને સુખી જોઈ આપણે રાજી થવું. આપણે કોઈની પણ અદેખાઈ ન કરવી. મારા કહ્યા પ્રમાણે કરીશ તો તું મને બહુ વહાલો લાગીશ. તને વહાલા થવું ગમે છે ને?

મુકુંદ—હા, બા.

સરલા—ત્યારે હવે ચંપક જોડે બિલકુલ ફરતો ના.

---

લખો—શબ્દ, જૂઠું, બિલકુલ, દિવસ

જેવી સોબત રાખશો તેવાં થશો.

---

# પાઠ ૨૬મો

## મારો આનંદ

ષ્ + ક = ષ્ક – પુષ્કળ

ગઝલ

સિંહ—

અહો આનંદ કેવો છે, મને વનમાંહિ ફરવાનો !
મને આનંદ પુષ્કળ છે, પશૂનો જીવ હરવાનો. ૧

સુખેથી હરઘડી મ્હાલૂં, સદા હું મોજ કરવાનો;
ખરો હૂં સૌથકી મોટો, જરી ના કોથિ ડરવાનો. ૨

અનુષ્ટુભ્

માણસ—

હોંસ જે મારવાની છે, અલ્યા નાદાન ડાહ્યલા;
હોંસ તે નીચમાં નીચ, જાણજે ક્રૂર સિંહલા. ૩

# પાઠ ૨૭મો

## સુદામા

દ્ + વ = દ્વ – દ્વારિકા; સ્ + ત્ + ર્ = સ્ત્ર – સ્ત્રી

કૃષ્ણ ને સુદામા બે જોડે ભણતા હતા. સુદામા વડા નિશાળીઆ હતા. તેમની સાથે કૃષ્ણને ઘણી સારી સોબત હતી. બંને વચ્ચે બહુ હેત હતું.

ભણી રહ્યા પછી કૃષ્ણ દ્વારિકા ગયા. ત્યાં તેઓ પોતાનું રાજ્ય ચલાવવા મંડ્યા. સુદામા પોરબંદર ગયા.

સુદામા બહુ દૂબળા હતા. તે ઘણા ગરીબ હતા. તેમની બૈરી લોકોનું પાણી ભરતી, વાસણ માંજતી, ને ઘણી મહેનતે ઘરનું પૂરૂં કરતી. એક વાર ખાવાનું ખૂટ્યું. છોકરાં ભૂખે ટળવળ્યાં.

બૈરીએ સુદામાને કહ્યું, તમારા બાળપણના દોસ્ત રાજા છે. તેમની પાસે જઈને માગી આવો તો દુઃખ ટળે.

સુદામા કહે, માગવું ને મરવું બરાબર છે. હું માગવા જઈશ નહિ.

બૈરીએ બહુ કાલાવાલા કર્યા. છેવટે, સુદામા કૃષ્ણ પાસે માગવા ગયા.

ફાટાં કપડાં પહેરી સુદામા દ્વારિકા ગયા. ગામનાં છોકરાં એમની મશ્કરી કરવા મંડ્યાં. કોઈ છોકરાંએ એમને કાંકરા માર્યા. કોઈએ તાળીઓ પાડી. કોઈ એમની આસપાસ વિંટાઈ વળ્યાં. ધીમે ધીમે એ કૃષ્ણને ઘેર પહોંચ્યા.



કૃષ્ણ એમને હરખથી મળ્યા. બંને એકબીજાને ભેટ્યા. પછી કૃષ્ણે પૂછ્યું, ભાભીએ કંઈ ભેટ મોકલી છે કે? લાવો, જોઉં. આ નાની પોટલીમાં શું છે? એમ કહી સુદામાની પાસે એક નાની પોટલી હતી તે તેમણે ખૂંચવી લીધી.

પોટલીમાં થોડા ચોખા હતા. કૃષ્ણે તે ખાધા.

ખાતાની વાર સુદામાના ઘરને ઠેકાણે મહેલ થઈ ગયો. તેની ગરીબાઈ જતી રહી.

પણ સુદામાને લાગ્યું કે કૃષ્ણે મને કંઈ મદદ આપી નહિ. દિલગીર થઈ તે ઘેર ગયા.

ગામ ગયા તો ત્યાં તેમને પોતાની ઝૂંપડી જડી નહિ. તેમણે કહ્યું, અરે મારી ઝૂંપડી ક્યાં ગઈ? મારાં બૈરીછોકરાં ક્યાં ગયાં?

આમ, તેઓ દિલગીરી કરતા હતા. એટલામાં તેમની સ્ત્રીએ તેમને મહેલમાંથી જોયા ને બોલાવ્યા. સ્ત્રીએ કહ્યું, કૃષ્ણની કૃપાથી આપણી ગરીબાઈ ગઈ છે. આ મહેલ આપણોજ છે.

સુદામાએ ને એમનાં બૈરીછોકરાંએ ત્યારપછી ખાઈપીને મઝા કરી.

---

લખો—દિલગીરી, કૃષ્ણ, દ્વારિકા, સ્ત્રી

સુદામા ને કૃષ્ણ બાળપણના દોસ્ત હતા.

---

## પાઠ ૨૮મો

### વીંછી

વીંછીનો ડંખ બહુ જબરો હોય છે. વીંછી એના આંકડાથી ડંખે છે. જે જગાએ ડંખ લાગે છે, ત્યાં



માણસને ઘણીજ અગન અગન થાય છે. તે બળતરાનું દુઃખ જેણે વેઠયું હોય તેજ સમજી શકે છે. બીજાં તે સમજી શકતાં નથી.

વીંછીના ડંખનું દુઃખ ઊંચે ઊંચે ચઢે છે. તેને "વીંછી ચઢયો," એમ કહે છે.

ડંખ ચઢે નહિ તે માટે ડંખની ઉપર દોરી કે ચીથરૂં બાંધી લેવું. તેથી ઝેર લોહીમાં ફેલાતું અટકે છે. વીંછી કરડે ત્યારે લોકો તેમ કરે છે.

કેટલાક વીંછી ઘણા ઝેરી હોય છે. તેના ડંખથી માણસ મરી જાય છે.

ઘણા વીંછી ઝેરી હોતા નથી. તોપણ તેનો ડંખ ચોવીસ કલાક સુધી ટકે છે. પછી વેદના એની મેળે જતી રહે છે.

કેટલાક લોકો અણુસમજુ હોય છે. વીંછી કરડે ત્યારે તેઓ મંતરનારાઓને બોલાવે છે. તેઓ મંત્ર બોલે છે ને દૂખતી જગા પર હાથ ફેરવે છે.

આથી કોઈ વાર દુઃખ કમી થાય છે. પણ આ વહેમ છે.

વીંછી ભેજમાં ને ગંદવાડમાં થાય છે. છાણ-માટીના લોચામાં ને ભીના કચરામાં તે બહુ જલદી થાય છે. ચોકખી જગામાં તે જવલ્લે જોવામાં આવે છે.

---

લખો—મંત્ર, ઊંચે, ચીથરૂં

કેટલાક વીંછી ઝેરી હોય છે.

---

# પાઠ ૨૯મો

## વાઘ ને સિંહ

વાઘ ને સિંહ બહુ બિહામણાં પ્રાણી છે. બંને બીચ જંગલમાં રહે છે. તેમને મજબૂત પંજા હોય છે. એ પંજાઓમાં નખ તીણા ને સખ્ત હોય છે. પંજો પડતાંજ પ્રાણી મરી જાય છે. તેમના દાંત પણ પંજા જેવાજ મજબૂત હોય છે.

વાઘ ને સિંહ રાતે ઘણાં બિહામણાં લાગે છે. રાતે તે ખૂબ જોરમાં હોય છે. બપોરે તે સુસ્તીમાં પડી રહે છે.

વાઘના કરતાં સિંહ વધારે ઉમદા પ્રાણી છે. સિંહ



પશુઓનો રાજા કહેવાય છે. એનો દેખાવ વાઘના કરતાં વધારે ભભકાદાર હોય છે.

સિંહનો અવાજ સહુ પ્રાણીઓને થથરાવી નાંખે એવો હોય છે. એ ગાજે છે તે ઘણે દૂર સુધી સંભળાય છે.

શરીરે વાઘ ને સિંહ બંને ઘણા કદાવર હોય છે.

કેટલાક લોકોને શિકાર કરવાનો ઘણો શોખ હોય છે. કેટલીક વાર તેઓ વાઘ કે સિંહને શિકારે જાય છે. તે વખતે તેમને ઘણી સાવચેતી રાખવી પડે છે. તેઓ



પહેલાં વાઘ કે સિંહની ખબર કઢાવે છે. પછી તેમને રહેઠાણમાંથી આવવા તેઓ લલચાવે છે. એટલે વાઘ કે સિંહ બહાર નીકળે છે. પછી શિકારી તેમને ગોળી મારી ઠાર કરે છે. સાવચેતીથી ગોળી મારવામાં ન આવે તો શિકારી જીવ ખોય છે.

વસ્તીથી આ શિકારી પ્રાણીઓ દૂર રહે છે. જંગલમાંથી તે શહેરના ભાગમાં જવલ્લે આવે છે.

---

લખો—વસ્તી, જવલ્લે, બિહામણું
સિંહ ઉમદા પ્રાણી છે.

---

## પાઠ ૩૦મો

### મન ખુશ કેમ થાય?

મનહર છંદ

મન ખુશ થતું નથી, ડીલને આરામ મળે;
મન ખુશ થતું નથી, નાણાં ઘણાંજ મળે;
મન ખુશ થતું નથી, મોજ અને શોખ મળે;
મન ખુશ થતું નથી, માન બહૂજ મળે. ૧

મન ખુશ થતું નથી, મિત્ર બહુ સારા થકી;
મન ખુશ થતું નથી, સગાંમાં સંપ થકી;
જેણે જેમાં સૂખ માન્યું, તેને તેજ વસ્તુ મળે;
મન ખુશ થાય બીજું, બધું તેને તુચ્છ છે. ૨

---

## પાઠ ૩૧મો

### રામ અને સીતા

ક્ + ષ્ + મ = ક્ષ્મ – લક્ષ્મણ, ઘ્ + ન = ઘ્ન – શત્રુઘ્ન

વહાલાં બાળકો, આજ તમને હું એક ઘણા મોટા રાજાની વાત કહું છું. મન દઈને સાંભળજો. રામનું નામ તો તમે સાંભળ્યું હશે. નહિ વારૂ ?

હા, જી.

ઠીક.

રામચંદ્ર દશરથ રાજાના કુંવર હતા. એમને ત્રણ ભાઈ હતા—લક્ષ્મણ, ભરત, અને શત્રુઘ્ન.

અગાઉ જનોઈ દીધા પહેલાં ભણવાનું શરૂ થતું નહોતું. દશરથના ગોર વસિષ્ઠ હતા. તેમણે કુંવરોને જનોઈ દીધું. તેઓ તેમને પોતાની સાથે વિદ્યા ભણાવવા લઈ ગયા. તેમણે તેમને બાણ મારતાં શિખવ્યું. પછી કુંવરો ઘેર ગયા.

થોડા દિવસ રહીને વિશ્વામિત્ર ઋષિ દશરથને મળવા આવ્યા. તેમણે રાજાને કહ્યું, મહારાજ, રામ અને લક્ષ્મણને મારી સાથે મોકલો. રાક્ષસો મને હેરાન કરે છે. કુંવરો મને બચાવશે. રાજાએ કુંવરોને મોકલ્યા. તેમણે રાક્ષસોને માર્યા.

જનક રાજાને સીતા નામની કુંવરી હતી. તે રાજાની પાસે એક મોટું ધનુષ હતું. એ ધનુષને જે ચઢાવે તેને મારે પરણવું એવું સીતાએ નક્કી કર્યું હતું. સીતાને પરણવાને ઘણા રાજકુંવરો જનક રાજાને ત્યાં એકઠા થયા હતા.

જનક રાજાનું ધનુષ કોઈથી ઉપાડાયું નહિ. રામે તે સહેલાઈથી ઉપાડ્યું. આથી સીતાએ રામને વર તરીકે પસંદ કર્યા. રામના લગ્નથી ઘેરે ઘેર આનંદ થઈ રહ્યો.

---

લખો—રામચંદ્ર, લક્ષ્મણ, શત્રુઘ્ન

વસિષ્ઠ અને વિશ્વામિત્ર મોટા ઋષિ હતા.

---

## પાઠ ૩૨મો

### રામ અને સીતા (ચાલુ)

જ્ + ઞ = જ્ઞ – આજ્ઞા,

ન્ + મ્ + ય = ન્મ્ય – જન્મ્યા

ત્યારપછી દશરથે રામને રાજા કરવાનો વિચાર કર્યો. એને માટે ભારે ધામધૂમ થઈ રહી.

ભરતની મા કૈકેયીને આની ખબર થઈ. એ ઘણી રાજી થઈ. પણ એને મન્થરા કરીને દાસી હતી. તેણે એના કાન ભંભેર્યા. આથી કૈકેયીએ રાજાને ઉશ્કેર્યા.

કૈકેયીએ રાજા પાસે માગી લીધું કે રામને બાર વરસ વનમાં મોકલો અને ભરતને ગાદીએ બેસાડો.

આ સાંભળી દશરથ બેભાન થઈ ગયા. થોડી વારે તેમને ભાન આવ્યું, એટલે તેમણે રાણીને બહુ સમજાવી; પણ રાણીએ હઠ છોડી નહિ.

સવારે રામ ગાદીએ બેસવાના હતા. તેમને આ વાતની ખબર પડી. પિતા પાસે જઈ તેમણે કહ્યું, પિતાજી, હું તમારી આજ્ઞા પાળીશ. શોક ન કરો. હું વનમાં જઈશ.

લક્ષ્મણ રામની સાથે ગયા. સીતા પણ તૈયાર થયાં. રામે કહ્યું, તમે અહિં રહો. તમારાથી વનનાં દુઃખ વેઠાશે નહિ.

સીતા બોલ્યાં, જ્યાં તમે ત્યાં હું. તમારે સુખે હું સુખી ને તમારે દુઃખે હું દુઃખી. એમ કહી સીતા સાથે થયાં.

તેઓ જુદાં જુદાં વનમાં રહ્યાં. ત્યાં તેમણે ઘણા રાક્ષસોને માર્યા. એક દહાડો રાવણ નામનો રાક્ષસ સીતાજીને ઉપાડી ગયો. તે બહુ જબરો રાજા હતો.

આથી રામ અને લક્ષ્મણ બહુ દિલગીર થયા. તેમણે સીતાને બહુ બહુ શોધ્યાં. પણ કંઈ પત્તો ખાધો નહિ.

છેવટે, રામને માલમ પડ્યું કે રાવણ સીતાને લઈ ગયો છે. તેમણે રાવણની સાથે લડાઈ કરી. તેમાં રાવણ માર્યો ગયો. સીતાને સાથે લઈ રામ અને લક્ષ્મણ પોતાના રાજ્યમાં પાછા ગયા.

રામના રાજ્યમાં રૈયત બહુ સુખી હતી. કહે છે કે ચોરનું તો નામજ નહોતું. લોકો ઉઘાડે બારણે સૂતા. રામ રૈયતનું મન લગાર પણ દુભવતા નહિ.

હિંદુઓ રામચંદ્રજીને પૂજે છે. ચૈત્ર સુદ નોમે એઓ જન્મ્યા હતા. એ દિવસે હિંદુઓ ઓચ્છવ કરે છે.

---

લખો—આજ્ઞા, ધનુષ, કૈકેયી

રામનવમી એ રામચંદ્રજીના જન્મ્યાનો દિવસ છે.

---

## પાઠ ૩૩મો

### પાંડવો

પ + ૯ + ર = ષ્ટ્ર - ધૃતરાષ્ટ્ર

અગાઉ વ્યાસ નામના ઋષિ હતા. તે ભરત નામના રાજાના વંશમાંથી ઉતરેલા હતા.

વ્યાસને ધૃતરાષ્ટ્ર ને પાંડુ, એ નામના બે છોકરા હતા. ધૃતરાષ્ટ્ર આંધળા હતા, તેથી ભરતના વંશની ગાદી પર પાંડુ રાજ્ય કરતા હતા.

ધૃતરાષ્ટ્રને સો છોકરા હતા. તેમાંના સહુથી મોટાનું નામ દુર્યોધન હતું. પાંડુને પાંચ છોકરા હતા. ધૃતરાષ્ટ્રના છોકરા કૌરવો કહેવાય છે ને પાંડુના છોકરા પાંડવો કહેવાય છે.

પાંડવોનાં નામ યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ, ને સહદેવ હતાં. ભીમ ઘણો જોરાવર હતો. અર્જુન બાણુ મારવામાં બહુ હોશિયાર હતો.

કૌરવો અદેખા ને કપટી હતા. તેઓથી પાંડવોનું સારૂં ખમાતું નહોતું.

દ્રુપદ નામના રાજાની કુંવરી દ્રૌપદીનું લગ્ન થવાનું હતું. તે વખતે ઘણા રાજાઓ દ્રુપદ રાજાની નગરીમાં ભેગા થયા હતા. કૌરવો ને પાંડવો પણ ત્યાં ગયા હતા. જે રાજકુંવર પોતાના બાણુથી એક નિશાનને વીંધે તેને દ્રૌપદી પરણુવાની હતી. કૌરવો નિશાન તાકવા ગયા. પણ તેમનું વળ્યું નહિ. અર્જુને નિશાન વીંધ્યું, તેથી દ્રૌપદી એને પરણી.

પાંચે ભાઈઓ, પાંડવો, દ્રૌપદીને લઈ પોતાની મા, કુંતીજી પાસે ગયા. તેમણે માને કહ્યું કે અમે ઇનામ જીતી લાવ્યા છીએ. માએ કહ્યું, તે વહેંચી લો. આ પરથી દ્રૌપદી પાંચે પાંડવોની રાણી થઈ.

અદેખા કૌરવોથી પાંડવોનું સુખ ખમાયું નહિ. તેમણે તેમનું રાજ્ય છીનવી લેવાની જુગતી રચી. તેમણે તેમને જુગટું રમવા લલચાવ્યા. જે હારે તે રાજ્ય ખોય ને વનમાં જાય એવી શરત થઈ. જુગટામાં પાંડવો હાર્યા ને તેમણે રાજ્ય ખોયું.

પછી પાંડવોને વનમાં જવું પડ્યું. ત્યાં તેમને ઘણાં દુઃખો વેઠવાં પડયાં. વનમાં રહેવાનો વખત પૂરો થયો એટલે પાંડવો વનમાંથી પાછા ફર્યા.

પછી પોતાનું રાજ્ય પાછું મેળવવા પાંડવોએ કૌરવો સાથે લડાઈ કરી. આ લડાઈ ઘણા દહાડા ચાલી. તેમાં બંને બાજુનાં ઘણાં માણસો મરી ગયાં. કૌરવો હાર્યા; પાંડવો જીત્યા.

કપટથી મેળવેલું રાજ્ય કૌરવોથી ભોગવાયું નહિ.

---

લખો—યુધિષ્ઠિર, ધૃતરાષ્ટ્ર

અગાઉ વ્યાસ નામના ઋષિ હતા.

# સમજુતી

**પાઠ ૨જો**—મઝા=ગમત. હોંસે=ખુશીથી.

**પાઠ ૩જો**—ચીર=લુગડાં.

**પાઠ ૪થો**—ઝરૂખા=ગોખ. શોભિતા=સારા દેખાતા. હરખાય=રાજી થાય. નીમથી=નિયમથી, એક સરખી રીતે.

**પાઠ ૫મો**—પૂજા કરે છે=ફૂલ વગેરે ચઢાવે છે; પગે લાગે છે. ઠઠ=ભીડ.

**પાઠ ૬ઠ્ઠો**—વસ્તુઓ=ચીજો. અંગ્રેજી=અંગ્રેજ લોકોની બોલી. નિકલ=એક જાતની ધાતુ

**પાઠ ૭મો**—હળીમળીને=આનંદમાં ભેગાં થઈને, લડયા વગર. જંપ છે=ઠરીને બેસાય છે. કજીઓ=તકરાર, લડાઈ. કંકાસ=મનને દુ:ખ. પ્રીત=વહાલ.

**પાઠ ૮મો**—નર=માણસ અંત=છેડો. ધનવંત=પૈસાદાર. વડા=મોટા. નારી=બૈરી. એકલડી=એકલી. બાંહે ધરી=હાથ પકડીને.

**પાઠ ૧૦મો**—ઉતરાણ=એ દહાડો પોસ મહીનામાં આવે છે. એ દહાડાથી સૂર્ય ઉત્તર તરફ જવા માંડે છે.

**પાઠ ૧૧મો**—તંદુરસ્ત=શરીરે સાજું.

**પાઠ ૧૨મો**—સર્વ=બધું. સૂખનો સાજ=સુખ આપનારી વસ્તુઓ. દેવદેવા-મોટા દેવ; પરમેશ્વર. તજે=છોડી દે. કુબુદ્ધિ=નઠારી સમજ. સજે=મેળવે. સુબુદ્ધિ=સારી સમજ. કૃપાળુ=દયાળુ. કલ્યાણકારી=ભલું કરનારા. આપદા=દુ:ખ. ઉગારી=બચાવી.

**પાઠ ૧૩મો**—ઉંહ્વાયું-થોડું ગરમ.

**પાઠ ૧૪મો**—દિવાનખાનું= આગલો સારો ઓરડો. ગજબ થયો=બહુ ખોટું થયું.

**પાઠ ૧૫મો**—છક થઈ ગયાં=બહુ અજબ થયાં.

**પાઠ ૧૬મો**—ન્યારો=તરેહવાર. રાની=જંગલમાં છૂટું રહેનાર. ઘણું સુખ°=શેઠ તને ગમે તેટલું સુખ આપે પણ તે આપે તેટલુંજ તને મળે છે. બની તૂં દાસ°=શેઠનો ચાકર થઈ તું જે સુખ ભોગવે છે તે હલકી જાતનું છે.

**પાઠ ૧૭મો**—ઝુંડનાં ઝુંડ=ટોળે ટોળાં. ઉગામું છું=મારવાને ઊંચી કરૂં છું.

**પાઠ ૧૮મો**—મદારી=વાંદરાવાંદરી, રીંછ, સાપ વગેરેનો ખેલ કરનાર. ખેલ=રમત. રસ=મઝા. નકલ કરનારૂં=કોઈનું જોઈ તે પ્રમાણે કરનારૂં.

**પાઠ ૧૯મો**—ધ્યાન દઈને=બરાબર મન એ તરફ રાખીને. તુંકારાથી='તું' કહીને. તોછડાઈથી=આપણી હલકાઈ દેખાય એવી રીતે,

**પાઠ ૨૧મો**—ગરીબનાં બાળક°=પોતાને જે ભગવાને આપ્યું હોય તેમાં સંતોષ માની રાજી રહેવું. પૈસાદાર પોતાનાં છોકરાં માટે જેટલી બડાઈ કરે છે તેટલીજ ગરીબ પોતાનાં છોકરાં માટે કરે છે, તેઓ પોતાનાં છોકરાં માટે તેટલાંજ મગરૂર છે. હરઘડી=રોજ.

**પાઠ ૨૨મો**—સ્ટેશન=આગગાડીને ઊભી રહેવાની જગા.

**પાઠ ૨૪મો**—દાઝ જાણવી=તેમના પર દયા રાખવી.

**પાઠ ૨૬મો**—ડાહ્યલા=વખોડી કાઢીને કહ્યું છે. ક્રૂર=દયા વગરનો. સિંહલા=અલ્યા ખરાબ સિંહ ! હલકો ગણી સિંહને સિંહલો કહ્યો છે.

**પાઠ ૨૭મો**—દૂબળા=નબળા. ટળવળ્યાં=બહુ દુઃખ પામ્યાં.

**પાઠ ૩૦મો**—મન ખુશ થતું નથી=મન જોઈએ તેવું ખુશ થતું નથી. પહેલી છ લીટીમાં કહ્યું છે કે ગમે તેવી ખુશકારક ચીજો મળે તોપણ મન ખુશ થતું નથી. તે ખુશ ક્યારે થાય છે તે છેલ્લી બે લીટીમાં કહ્યું છે. મિત્ર=દોસ્ત. તુચ્છ=હલકું.

---